

**સાંચીના સ્તૂપના પથ્થરનાં તોરણદ્વાર પરનું ભાસ્કર્ય**

જેમાં ભગવાન બુદ્ધના જીવનપ્રસંગો, તેમના પૂર્વજન્મની કથાઓ તથા બીજાં મંગળ સુશોભનો કોતરેલાં છે.

કુમાર પ્રિન્ટરી · અમદાવાદ



મોહેં-જો-ડેરોમાંથી મળેલા પોચા આરસના બનેલા આ શિલ્પ ઉપર અતિ સુંદર રાસાયણિક પ્લાસ્ટર કરેલું છે. નીચું કપાળ, આગળપડતું નાક, અને ભરાવદાર હોઠવાળું આ શિલ્પ તે સમયના માનવીઓનો ખ્યાલ આપે છે.



ગયાજીમાંનું ગુપ્તસમયનું બુદ્ધ-મંદિર



નટરાજ



**સારનાથમાંની ભગવાન બુદ્ધની મૂર્તિ**

એના પ્રશાન્ત સાત્ત્વિક અપાર્થિવ અને તેજસ્વી મુખભાવ ઉતારવામાં
આર્યોની શિલ્પકલાનો દિગ્વિજય છે.

...ન્ટરી • અમદાવાદ



**જળાશય આગળ (જાવાનું શિલ્પ)**

આઠમા કે નવમા સૈકામાં સુમાત્રાના શૈલેન્દ્ર રાજવંશના રાજાઓએ બોરોબદુરમાં એક જંગી દેવાલય બંધાવેલું છે. મંદિર બુદ્ધપૂજાનું છે છતાં તેની દીવાલો પર રામાયણ-મહાભારતના આખા પ્રસંગો હારબંધ શિલ્પકલામાં મૂર્તિમંત કર્યા છે.

કુમાર પ્રિન્ટરી • અમદાવાદ



**પ્રજ્ઞાપારમિતા**

[સરસ્વતી]

આ સુંદર મૂર્તિ જાવામાંથી મળી આવેલી. હાલ જર્મનીના લાઈડન શહેરના એથ્નોગ્રાફિક મ્યૂઝિયમ—માનવવંશવિજ્ઞાનના સંગ્રહસ્થાન--માં છે, ને યુરોપ કે એશિયાની ઉત્તમોત્તમ ભાવનાના મૂર્તસ્વરૂપ તરીકે તથા કલાની આધ્યાત્મિક પ્રેરણાકૃતિ તરીકે તે અદ્વિતીય લેખાય છે.

કુમાર પ્રિન્ટરી · અમદાવાદ



**ભારતીય સ્થાપત્યમાં મંદિરોના શિખરોનાં વિધવિધ રૂપો**

મથાળેથી ડાબી બાજુએથી ગણતાં ક્રમવાર : (૧) ગુપ્તસમયનું ગયાજીનું બુદ્ધમંદિર; (૨) ખજુરા (માલવા)નું ચાલુક્ય સમયનું શિવમંદિર, રજપૂત–ગૂજરાત કલા; (૩) સાતમી સદીનું ઓરિસ્સાનું ભુવનેશ્વરનું મંદિર, શૈવકલા; (૪) દક્ષિણનાં ગોપુરમ્ ઘાટનાં શિખર; (૫) ચિતોડગઢમાંનું મીરાંનું મંદિર (ચાલુક્ય–ગુજરાત કલા); (૬) રથ ઘાટનું દક્ષિણ હિંદનું મહાબલિપુરનું મંદિર.

કુમાર પ્રિન્ટરી · અમદાવાદ




Johnston and Hoffman

ઓરિસ્સામાં જગન્નાથપુરી પાસે આવેલાં ભુવનેશ્વરનાં આ મંદિરો સાતમા-આઠમા સૈકામાં ગંગાવંશના પ્રતાપી રાજાઓએ બંધાવેલાં. શૈવ સ્થાપત્યના ઉત્તમોત્તમ અને નમૂનાસમાં આ મંદિરો દેખાવમાં ભવ્ય તેટલાં જ શિલ્પકારીગરીથી ભરચક છે.

કુમાર પ્રિન્ટરી • અમદાવાદ



ભુવનેશ્વરના મંદિરમાંની
પાર્વતીની મનોહર મૂર્તિ
સ્કેચ · રવિશંકર રાવળ





ઉપર : સાંચીનો સ્તૂપ
નીચે : મહાબલિપુરમાં 'ભીમનો રથ' નામનું મંદિર




ઉપર : નિઝામ રાજ્યના અનેગુંડીથી હોસ્પેટ સુધીનાં નવ-ચોરસ માઈલમાં વેરવિખેર પડેલાં વિજયનગરનાં ખંડિયેરો-માંના એક શ્રી વિઠ્ઠલ-મંદિરનો કોતરેલો પાષાણરથ
નીચે : એ જ ખંડિયેરોમાંનું અચ્યુતરાયનું મંદિર





મીનાક્ષિ-મંદિરનું ગોપુરમ

કુમાર પ્રિન્ટરી • અમદાવાદ



**મદનકાય (નર્તકી)ની લાવણ્યભરી મૂર્તિ**

બેલુર (દક્ષિણ હિંદ) મંદિરનું ઈ. સ. ૧૨૦૦ની સાલનું શિલ્પ

કુમાર પ્રિન્ટરી · અમદાવાદ



'શિલ્પસમૃદ્ધિ'નો ખરેખરો ખ્યાલ આપતા હળેબીડના આ છન્નકેશવના મંદિરમાં કળશથી તે છેક તળિયા સુધી સુંદર અને બારીક કારીગીરીવાળું શિલ્પ ભરેલું છે. 'સમૃદ્ધિ'ના ખરા અર્થમાં અહીં શિલ્પની સમૃદ્ધિ ભરી છે.



ચિતોડગઢ પાસેનો કીર્તિસ્તંભ



ઉપર : કાંકરોલીમાં રાયસાગર પરનો આરસનો ઓવારો
નીચે : દીવાનેખાસ દિલ્હી





Photo · Johnston

આબુ ઉપરનાં દેલવાડાનાં જૈન મંદિરનો અંદરનો ભાગ

કુમાર પ્રિન્ટરી • અમદાવાદ



તીર્થાધિરાજ શત્રુંજય

કુમાર પ્રિન્ટરી • અમદાવાદ



**સિદ્ધપુરના રુદ્રમહાલયનો એક અવશેષ**

હિંદસ્થાપત્યમાં બૌદ્ધકાળ વીતી ગયા પછી બ્રાહ્મણકાળનો ફરી ઉદય થયો ત્યારે ચણાએલાં (કોરી કાઢેલાં નહિ) મકાનોમાં ગુજરાતનાં મકાનો જેવાં જ્વલંત મકાનો હિંદમાં બીજે ક્યાંય થયાં નથી. લાઘવ તો ગુજરાતનું જ છે. તેમાં પણ દેવળની ગોઠવણી (Planning) એના અવશેષો પરથી જોતાં સર્વથી ઉત્તમ વિન્યાસવાદી લાગે છે. મૂળરાજ સોલંકીએ એ સંવત ૯૯૮માં શરૂ કર્યો હતો અને સિદ્ધરાજ જયસિંહે ૧૨૦૨માં પૂરો કર્યો, એવો ઉલ્લેખ એના અવશેષોમાંથી મળી આવે છે.

કુમાર પ્રિન્ટરી • અમદાવાદ



મોઢેરાનું પ્રાચીન ખંડિત સૂર્યમંદિર

કુમાર પ્રિન્ટરી • અમદાવાદ



**રાણી રૂપમતીની મસ્જિદ**
મિરઝાપુર · અમદાવાદ



**સીદી સૈયદની જાળી**

અમદાવાદમાં આવેલી સીદી સૈયદની મસ્જિદમાંની પથ્થરમાં આરપાર કોરેલી અદ્‌ભુત જાળી.
એશિયા આખામાં એ જાળીનો જોટો નથી. તે નીચેથી દસ ફૂટ પહોળી અને ઉંચાઈમાં સાત ફૂટ છે.

કુમાર પ્રિન્ટરી • અમદાવાદ



**શાહઆલમના રોજાનું સુંદર દ્વાર**

રોજાના આ દ્વારનાં કમાડ પિત્તળની જાળીવાળાં છે, ને બહુ પ્રાચીન નથી. તેની કોતરણી અમદાવાદના કારીગરોએ કરેલી છે. અમદાવાદના પિત્તળકામનો એ સુંદર નમૂનો છે.

કુમાર પ્રિન્ટરી · અમદાવાદ



યમુનાતીરે તાજ

(ફોટો · કુંદન · જામનગર)

કુમાર પ્રિન્ટરી · અમદાવાદ